# શ્રીયુગમાયમતકાર

છપાવી પ્રસીદ્ધ કરનાર.

**ચુનીલાલ દેવશંકર દવે.—મેનેજર એડવર**

ઇંજિ મેન્ટ ક્રુા. પાંચકુવા ચાર રસ્તા—**અમદાવાદ.**

આવૃત્તી. ૨ જી. (૧૯૭૦) સને ૧૯૧૪. પ્રત ૫૦૦૦.

---



---

શ્રી સત્યસાગર પ્રીન્ટીંગ પ્રેસમાં પટેલ પાચાભાઈ ચતુરભાઈએ છાપ્યું. પીરમશા રોડ—અમદાવાદ. ( કિં ૦—૮—૦ )

# પૈસાથી ઠગાશો નહિ વિચાર કરજો.

આજ કાલ દવા વેચનારાં, બનાવનારા વૈદ્યો તથા ડોકટરો ઘણા થઇ ગયા છે. તેમાંના કેટલાક લેભાગુ વૈદ્યો પેપરોમાં તથા બીજી રીતે જાહેર ખબરો આપી દવાઓ આપી લોકોના પૈસા પડાવી લેછે. અને રોગ મટવાની આશાએ હજારો દરદીઓ તેમનાથી ઠગાય છે. આવી સ્થિતિમાં સારા ઉપચારકો, વૈદ્યો અને દવા બનાવવાની ફાર-મસીઓ ઉપરથી પણ લોકોનો વિશ્વાસ ઓછો થતો જાય છે તો પણ સર્વ બંધુઓને ચેતવવાની જરૂર છે કે અમારા કારખાનામાં બનતી દવાઓ તમે જ્યાં સુધી વાપરી ખાત્રી ન કરો ત્યાં સુધી અમારે માટે કોઇ પણ પ્રકારનો અભિપ્રાય ન બાંધવા ભલામણ છે.

હવે **કેમીકલ વર્કસ**માં બનતી દવાઓ શાસ્ત્રના પાઠ પ્રમાણે અનુભવી વૈદ્યો અને ડોકટરોની દેખરેખ નિચે બનેછે. ગુણમાં સર્વોપરી છે તેના પ્રોપ્રાયટર ભાગ્યોદયના અધિપતિ **જેઠાલાલ દેવશંકર દવે** છે.

તેમની દેખરેખ નિચે આ કારખાનું ચાલે છે. આ કારખાનામાં બનતી દવાઓનો ટ્રેડમાર્ક) સરકારમાં રજીસ્ટર્ડ થયેલો છે. જો તમારે છેતરાવું ન હોય, પૈસા છોડી નાંખવા ન હોય અને હરસ, પ્રમેહ, ક્ષય, પ્રદર. વિસ્ફોટક–પત, સંગ્રહણી, પક્ષઘાત, ગાંડપણ, મૃગીવાયુ, વધરાવળ, કોઢ અને બીજા અનેક દરદો ખાત્રીબંધ મટાડવાં હોયતો જરૂર અમને લખો.

અમે સત્ય અને પ્રમાણિકપણે અમારો ધંધો ચલાવીએ છીએ. અમે પૈસો કમાવા કરતાં દરદીઓના રોગો મટાડી અમારી પ્રતિષ્ઠા વધારવા માટે પુરતું લક્ષ આપીએ છીએ. માત્ર એક વાર અમારી દવાઓ વાપરી ખાત્રી કરો, પછીજ અમારે માટે સારો યા ખોટો અભિપ્રાય બાંધો અમારી દવાઓ–ડોકટરો અને વૈદ્યો પોતાના દવા-ખાનામાં વાપરે છે. તમે વાપરી ખાત્રી કરો.

વધારામાં અમારા તરફથી નીકળતું **ભાગ્યોદય** માસિક વાંચવા ભલામણ કરીએ છીએ. **મેનેજર દવે કેમીકલ વર્કસ–અમદાવાદ**

# કળીયુગમાં ચમત્કાર.

કળીયુગ તો આવ્યોરે હળાહળ વિષજ લાગ્યોરે—એ ટેક
ઝેરને વેર વધ્યાં વસુધામાં દેખાવ કાધા વિધ વિધ—ર
ગાંજો અફીણને દારૂના બોટલ હોટલમાં જઈ પીધ
ગાંઠેથી પૈસા ગુમાવ્યો (ર) રે —
ઉંચ હતા તે નીચ બન્યા કંઇ નીચ તે ઉંચ મનાય—ર
ધર્મને નામે ધાડજ આવી, પાપને પંથ પળાય,
અંધાપો ધોળે દિન આવ્યો—(ર) રે— કળી૦ ર
જે પ્રેમદા પડદે રહેનારી, તે ધરી લેડી પોશાક—ર
મીસ્તરનો કર ઝાલી બજારે, મ્હાલી રમે છે છચોક,
અરે આડો આંકજ આવ્યો—(ર) રે— કળી૦ ૩
નીતિ રીતી સૌ નેવલે મુકી, ઉર અનીતી ચહાય—ર
એડીકેટ બાઈ ને ફંદે ફસાયા. રંકને મોટા રાય,
તોરી જાય ટોપ છવાયો—(ર) રે— કળી૦ ૪
જે નૃપતિ ગૃહે ચાંદી સોનાના, પાત્ર તણો નહિ પાર—ર
તે રાજ મંદીરમાં જઈ જોતાં દેખાય ઠારો ઠાર
લોખંડનો ઠાટ ભરાયો—(ર) રે— કળી૦ પ
સુદન ચેન પડે નહિ ચા વિણ ચાએ વાળ્યો દાટ—ર
રાયથી માંડીને રંક કહાવે સૌને થયો સંનિપાત.

---

૪ દમ શ્વાસ નિવારણ ગુટિકા—દમ, શ્વાસ, કફ અને ઉધરસ ઉપર અક્સિર નીવડી છે. રોજ સવારમાં બે ગોળી મધ તથા સાકર સાથે ખાવી. ડબ્બીની કીં. રૂ. ૩—૦—૦

---

વિલાયતનો વાયુ વાયો—(૨) રે— કડી૦ ૬

સેન્ટ લવંન્ડર લેમ્પથી મોહ્યા, મોટરમાં મશગુલ—(૨)
બાર્ઇશીક્લ ને ભાઇ વર્યા આપી મો માગ્યા મુલ
ગળે નેકટાઇ લગાયો—(૨) રે— કડી૦ ૭

દાતણ બાવળનાં બદલાયાં, બ્રસથી મોહ્યું મન—(૨)
અંજન મંજનથી થઇ રંજન, ધુળ કરે છે ધન
લાકડીનો જાગ્યો ગણાયો—(૨) રે— કડી૦ ૮

તાંબા પીતળનો પારજ આવ્યો લોખંડ ઘેરઘેર—(૨)
જ્યાં નીરખો ત્યાં ટેબલ ખુરશી, બીસોર ઠેરે ઠેર.
યુરોપી હાડ મચાયો—(૨) રે— કડી૦ ૯

દેશનો વેશજ બેશ ન લાગે, વધ્યું વિદેશી વાક—(૨)
બુટ પગે પાટલુન ચઢાવી, બન્યા ગોરાના બાળ
જાણે મેંમ સાહેબનો જાયો—(૨) રે— કડી૦ ૧૦

બી, એ, બનીને ભાઇ બીએ છે બાઇ થકી ઘરમાંય—(૨)
બાહેર બીલ્લી ચકીજ બીએ છે તે શું ઉકાળે હાથ
જનેતાએ શીદ જાયો—(૨) રે— કડી૦ ૧૧

સ્ટોકીંગ કોલર કોટને જાકીટ જોઇએ વીલાયતી સ્ટીક—(૨)
ચાંદલીએ ચશ્મા તો ચોટયાં ઠાંસે બાંડી ઠીક
ચીરુટનો છે હડકાયો—(૨) રે— કડી૦ ૧૨

નીચી નમી નમી શું સુચવે છે, વિદ્વતામાં ઉઠી વાટ
દેશની દાઝ ન લાવ્યો. (૨) રે— કડી૦ ૧૩

ભણી ભણી સૌ જન ઇચ્છે, નિર્લજ નોકરી કર—(૨)
સરને નર ગમાવી મોટા બની ગયા અર

વંધ્યા રોગ નિવારણ ગુટિકા—મંગાવી ઉપયોગ કરો, મશ્કરી ૫
કરી વાત કાઢી નાંખશો નહી, માત્ર એક વાર ધૈર્ય ધરી શ્રદ્ધા
રાખી આજેજ વંધ્યા ગુટિકા મંગાવો, અને વાપરો. નિરાશ ન થાવ
એકવાર અનુભવ તો કરો, અને આ અનુભવ સાચોજ પડશે, અને
આ વંધ્યા ગુટિકાથી અવસ્ય તમારી સ્ત્રીને પ્રજા થશે હજારો સ્ત્રી-
ઓને ફાયદો થયો છે. કીં. રૂ .૪

---

ગુર્જરેશ્વરી ગાત્ર ગળાયો. (૨) રે— કળી૦ ૧૪
ધીક છે ધીક છે ધીક છે એવા, દેશ—દ્રોહીને ધીક્કાર—(૨)
ગોરી તજી ઘરની ગુણવંતી, જોડી ગુણીકાથી પ્યાર
ખરે જર ખુબ ઉડાવ્યો (૨) રે— કળી૦ ૧૫
ચીની ચલાણું પ્યાલા રકાબી, ફાનસ ફ્કડ લીધ—(૨)
ફુટી જતાં ફુટી બદામ નાવી, ફોકટ ફેંકી દીધ
આંખે નવ જાય દેખાયો. (૨) રે. કળી૦ ૧૬
વાજાં વીવીધ પ્રકારનાં લાવી, મુક્યું ગજાવા મકાન—(૨)
બગડયું કે પછી બારજ વાગ્યા, તેનું મળે નહિ ભાન
પૈસા પર પાણી ફીરાયો. (૨) રે. કળી૦ ૧૭
એરંડીયું તો અદ્રસ્ય થયું ને, ગંધાતુ ગ્યાસલેટ—(૨)
બેહદ આવી ભરાયું બરોબર, પાકી ઉડયું જ્યાં પેટ
પાટો કયાં જાય બંધાયો. (૨) રે— કળી૦ ૧૮
ચોળી મટીને પોલકાં પેઠાં, પારસી ડ્રેસ પોસાય—(૨)
કંથ કહ્યાગરી કાન્તા મળે ના, વર વધુ વશ વરતાય
એ તે વર કે ઘરનો જાયો. (૨) રે— કળી ૧૯
દેશની દોલત હાય વિદેશે, એ રીતે ચાલી જાય—(૨)
તો પણ આંખ ઉઘાડી ન દેખે કયાંથી દેસોદય થાય
આવી દરીદ્ર ભરાયું. (૨) રે— કળી૦ ૨૦

૬ બરોળ નિવારણ ગુટિ—પેટનું ફુલી જવું, બરોળની ગાંઠ. પાંડુ રોગ, કમળો અને કમળી મટાડી લોહી શુદ્ધ કરે છે. સવારમાં બે ગોળી ખાવી. ડબીની કીં, રૂ. ૧-૦-૦

---

ઝાયસ છોડી ગયા સુપાઇ, ગવનથી ગુલતાન—(૨)
ચુડી મટી ચતુરામાં વધ્યું છે, બંગડી બાઇનું માન
કાને એરીંગ અડાયો (૨) રે—                    કળી૦ ૨૧
બારીક વસ્ત્ર વપુએ ધારી, નારી હૈયે હરખાય—(૨)
અંગ તમામ દેખાઇજ આવે, સુજ્ઞ જોઇ સરમાય.
ગુણીકાનો વેશ ભજાવ્યો (૨) રે—                    કળી૦ ૨૨
રાંડી તે ઘર માંડી બેઠી, માંડી બાંધી પર પ્યાર—(૨)
ભક્તાણી થઇ દેવ મંદીરમાં, કરે છે વ્યભિચાર
પતિવ્રતાને પારજ આવ્યો. (૨) રે—                    કળી૦ ૨૩
પાન ખાઇ પીચકારી મારે, રાખે મુખડું લાલ—(૨)
બારીએ બેઠી નારીએ બોલે, બોલે મુખથી બે તાલ
મલાજો છેક મુકાયો (૨) રે—                    કળી૦ ૨૪
પાંખડીને પુરા પ્રેમથી પુજે, સાધુને ચિત ન ચાય—(૨)
ધર્મીને નામે ધાડજ આવે, પાપી પનોતા થાય
દ્દષ્ટિએ જાય દેખાયો. (૨) રે—                    કળી૦ ૨૫
શુરા શિવાજી કર્ણ ગયારે, રણજીતસિંહ રાય—(૨)
વિક્રમ ભોજ સમા નહિ ભાળું, ભુપતિ ભુમંડળ માંય
ખરે કંઈ બીજ ખવાયો. (૨) રે—                    કળી૦ ૨૬
હા સરદાર સુરા દીસે છે, લેઇ પટા કડુ હાથ—(૨)
કાબર તેતર હોલા હણીને, ફુલાવે જગનાથ;
શુરાના સિંહ મરાયા. (૨) રે—                    કળી૦ ૨૭
પઇસા પડાવા પુત્રીને વેચે, પેખી પળીએલ કંથ—(૨)

**નેત્ર ફુલ નિવારણ ગુટિ**—તમારી આંખમાં ફુલ પડ્યું હોય, ૭ આંખ પડતી હોય, છારી કે પડળ આવ્યાં હોય તો આથી ત્રણ વર્ષ સુધીનું ફુલ મટે છે. ડબીની કીં. રૂ. ૧

---

અંગની શક્તી ભંગ થઇ, જેના ડાચામાં ન મળે દંત
બોખો કહી જાય બોલાવ્યો (૨) રે— કળી૦ ૨૮
ઉત્તમ સાક્ષરના કરનાં પણ પુસ્તક ના પોષાય—(૨)
નાટકમાં નાણુ ખુબ ખરચે, ચીથરડાં ચીત ચાય.
સાહિત્યને ના શણગાર્યો (૨) રે— કળી૦ ૨૯
કોણ કવિનો ભાવ પુછે છે, ભાંડ ભવઇયા ચહાય—(૨)
થાય ખુશી નાયકાને નચાવી, વિત તેમાં વપરાય
ગોવિંદને કંઈ ન અપાયો. (૧) રે— કળી. ૩૦
શહેરમાં હોટલ ગામડે હોટલ, હોટલ જ્યાં ત્યાં હોય—(૨)
વર્ણ અઢારે આવી ભરાઇ; ચા અને બીસકુટ ખાય
અભક્ષા ભક્ષ ઉડાયો. (૨) રે— કળી૦ ૩૧
વિપ્રો તો વળી છેકજ વંઠયા, જેથી ધરોધર અથડાય—(૨)
વેદનો ભેદ જાણે નહિ તો, તે ક્યાંથી પોસાય
પાયો મુળમાંથી ખવાયો (૨) રે— કળી૦ ૩૨
બાળ પરાયા થયા ભલે પણ, લે આશમાન મકાન—(૨)
પાળક બાળકનો થઈ પોતે ઘાલી એવું ધમશાણ
દેવામાં હાથ ડુબાવ્યો. (૨)—રે. કળી૦ ૩૩
દેશ દીઠા ન ગમે દ્રષ્ટિએ, તિરથ પ્રત્યે વેર—(૨)
સેલ સપાટે ભાઈ સીધાવે, લાયક લંડન શહેર
વર્ષા વિત્તનો વરસાવ્યો. (૨) રે- કળી૦ ૩૪
લાયક ઉમરની લલના કદી, વૈધવ્યતાને થાય—(૨)
પુર્નલગ્ન કરવા તેનું, શાસ્ત્રની શાકી મનાય

૯ દાદરનો મલમ—હમને કાળી કે લાલ ગમે તેવી દાદર થઈ હોય અને ન મટતી હોય છતાં એજ દીવસમાં મટાડવી હોય તોજ વાપરી ખાત્રી કરજો. ડબીની કીં. ૦ા

---

પત્રે ઢંઢેરો પીટાવ્યોરે. (૨) રે— કળી૦ ૩૫
પેપર માશીકમાં વળી છુટી, નોટીશ બહુ નીરખાય— (૨)
વઇદ તણું જાણે વાણુજ ફાટયું, બની લુટારા જાય
ખરે દેશ લુંટી ખાયો (૨) રે— કળી. ૩૬
લેખનું પણ તેમજ લેખો, જેમાં આકૃતી અતુલ —(૨)
પુસ્તક એવા પ્રસિદ્ધ કરીને વેચે પાણીને મુલ
ખરાને ખોટ ખમાયો, (૨) રે—— કળી૦ ૩૭
પાખંડ પ્રપંચ વૃદ્ધિ પામ્યા, ચોરી ચાડી જુઠ જાર——(૨)
સત્ય સેરી પતાળે પેઠું, જામી ગયો છે જુગાર
હશે શું દૈવત ભાગ્યો——(૨) રે—— કળી૦ ૩૮
બેસી ગયા ડાચા બુઢીઆના, સ્વેત થયા શીર કેશ— (૨)
તોય રહ્યો વળગી વ્યભીચારે, મુખ પર ચોપડી મેંશ
કામી કામથી ન ધરાયો (૨) રે—— કળી૦ ૩૯
કરજે નાણું કાઢવા જાતાં, પુત્ર બને છે આપ— (૨)
દેવા પડે જ્યારે દામજ ત્યારે, બની બેશે છે બાપ
જુઠે ભાર બોજ ગુમાવ્યો. (૨) રે— કળી૦ ૪૦
ચોર હતા તે શાહ બન્યાને, શાહ બિચારા ચોર——(૨)
વારજ તેની વાડજ આવી કર્યા કરેલો જય શોર,
ખરે બીજે ખેતને ખાયો (૨) રે— કળી૦ ૪૧
બાવે તો વળી બે સ્ત્રી રાખી, ચેલે રાખી ચાર (૨)
ખાખીતો ખોળતાજ ફરે છે, ચોળી મફતની છાર
લંગોટે ભેખ લજાવ્યો—(૨) રે— કળી૦ ૪૨

**ખરજવાનો મલમ**—ગમે તેવું સુકું કે લીલું ખરજવું ન મટતું હોય તો વાપરી ખાત્રી કરજો તેથી ખરજવું તો શું પણ ડાઘ ગંભીર મટશે. ડબીની કીં. ૦ ૮–૦

---

કોઇ જમાત લઇ રખડે છે, સજી રાજેશ્વરી ઠાઠ–(૨)
સિદ્ધને સાધક એસ બનીને, વાળ્યો ગામે ગામ ડાટ
મલીદા માલ ઉડાવ્યો–(૨) રે– કળી૦ ૪૩
પાળી પોષી મોટા કીધા પુત્રો, ઝાઝાં લડાવી લાડ–(૨)
વૃદ્ધ પણે લાકડી લઇ ઉઠી, ભાંગે પિતાનાં હાડ
વળ્યો નવ જાય વળાવ્યો–(૨) રે– કળી૦ ૪૪
લુંટી ગયો કસ ભુગોળમાંથી, ઘટયો સંબંધીનો સ્નેહ (૨)
વળી સ્વાદ ઘટયો ઘૃતમાંથી ખરેખરે ઉતરે આછા મેહ
દગાથી દોસ્ત મરાયો–(૨) રે– કળી૦ ૪૫
પુરૂષમાંથી ઘટયુ પુરૂષાતન, જામ્યું ત્રિયાનું રાજ–(૨)
બાઇ બીલાડીને ભાઇજ ઉંદર. એવું બન્યું છે આજ
બુરો બાળ લગ્ન ભરાયો–(૨) રે કળી૦ ૪૬
નાટક સરકસ ને જાદુના ખેલ વધ્યા વિવિધ (૨)
વિત હરી વસુધાપરથી, હા સૌને ભીખારી કીધ
ખરો કુછંદ લગાયો–(૨) રે– કળી૦ ૪૭
ભારત ભાગવતકે રામાયણ, રૂડી રીતે વંચાય–(૨)
ત્યાં જઇ શાંભળતા ઉંઘ આવે, મારે ગપાટા ગામ માંય;
સારી રાત જાય જગાયો, (૨) રે— કળી૦ ૪૮
ચાર ઘડી ચીત ઠરવા માટે, દેવ મંદિર ગણાય;—(૨)
ત્યાં પણ રંગીન પારણાં ઝુલે, દેખુ ઘોડા ને ગાય;
ભોં ભોં સબ્દ જાય સુણાયો. (૨) રે— કળી૦ ૪૯
નીચ સજી શણગારજ સુંદર, ચાલી ફરે ઘડીઆળ;

૧૦ પ્રમેહ માટે ઉત્તમ દવા પ્રમેહ નીવારણ ગુટિ—આ દવાથી ગમે તે પ્રકારનો પ્રમેહ મટે છે. વીસે પ્રકારના પ્રમેહ માટે આ દવા અત્યંત ગુણકારી નીવડી છે. ગમે તેવો જુનો પ્રમેહ અને પથરી હશે તો પણ આ દવાથી, મટશે રૂ. ૨)

---

મારગમાં કદી સામા મળે તો, કોણ કહે તે કાળ—(૨)
હશે મોટે ઘેર જાયો. (૧) રે— કળી૦ ૫૦
મેળા ખેળામાં જઈ જોતાં, દીલ મારૂ દુખાય;
ઢેડને ભંગી સામા મળે તો, ધક્કા મારી ગુસી જાય;
તોયે ના દુર ખસાયો. (૨) રે— કળી૦ ૫૧
બાળા વરસે બાળજ કેરી, બાળકી માંજ દેખાય—(૨)
જે રમી રાજી થતી ઢીંગલીએ. તે ગર્ભવંતી થાય
સારો દિ જાય કહાયો. (૨) રે- કળી૦ ૫૨
દેવ વસ્યા જઈને ડુંગરમાં, મકકે સુતા પીર-(૨)
રામનું રાજ છતાં ગાડીઓમાં. અંત્યજ આપે પીડ
મુખેથી કંઈ ન કે'વાયો. (૨) રે— કળી૦ ૫૩
કે'વાય ત્યારે ઠાકોર મોટા, પણ ઠાઠ કીધા દુર-(૨)
કન્યા કુળવાન નહિ લેતાં, જે પુરે પઈસા ભરપુર;
તે પાસે હસ્ત લંબાવ્યો. (૨) રે— કળી૦ ૫૪
પાણી પવિત્ર ગણે ન ભુદેવો, ગામ ગમાતરે જાય—(૨)
પણ ભજીયા ભઈઆની હોટલથી જાતે લઈને ખાય,
અનાચાર આવી ભરાયો. (૨) રે— કળી૦ ૫૫
કેતાં આ રસના પડે તુટી, આવ્યો આડો આંક—(૨)
કુલી કરે કાળી ભતરીજો, વહુ અસત્ય ન ટાંક
પ્રભુ જાણે ક્યાં છુપાયો (૨) રે— કળી૦ ૫૬
રેણુજા કેત્યા સતયુગે, ત્રેતામાં સિતામ (૨)

૫૭૫૬





---

દ્વાપરમાં થઇ દ્રોપદિ સિતા આજ ઘરોઘર હોય
દેખુ દ્રગથી કન્યાઓ (૨) રે— કળી૦ ૫૭
જે ગુજરાત વિષેજ હતી હા, લક્ષ્મીની લીલાલહેર-(૨)
ત્યાં ભટકે છે ભિખારીના ટોળાં, આવીને ઘેરે ઘેર;
ઉઘાડે અંગ દેખાયો (૨) રે — કળી૦ ૫૮
પૈસા દારને પ્રેમથી પુંજે, પંડીત ના પુંજાય-(૨)
હોય ભલે પછે તે બ્રહ્મવેતા, એવો અરે અન્યાય;
ખોળી જાય કળાયો. (૨) રે— કળી૦ ૫૯
નારી ગઇ સ્વધામ સીધાવી, સંપતિ પામી નાશ-(૨)
કે ભાઈ પોતે મુડ મુડાવી, બેઠા લઈ સન્યાસ;
ભુદેવને પાય પડાવ્યો. (૨) રે— કળી૦ ૬૦
માત પિતા થઇ પાળક પોતે, બાળકને દઇ બોધ-(૨)
પેટ નિમીતે પાય કરાવે, રે કરી કારમાં ક્રોધ;
કહું શું ન જાય કથાયો (૨) રે— કળી૦ ૬૧
આચારનો નથી અંશજ જેમાં, જાણે ન વેદનો ભેદ-(૨)
થાય તેની ગણના ન્યાતીમાં, અંતર પામે ખેદ;
સાધુ શેડ માંય ગણાયો. (૨) રે— કળી૦ ૬૨
પાંખડી દંભી બની બેઠા; સાચા સંત મહંત-(૨)
તેમણે તો ડખા પંચક કીધું, કાઢીને કલ્પીત પંથ;
સારા જગને ભરમાવ્યો (૨) રે— કળી૦ ૬૩
આજ ગુરૂ એવા અવલોકી, શકે શમાવી ન શોક-(૨)
પણ ધતીંધન શિષ્યનું લેતા, પાકી મુકાવે પોક;

૧૨ વૃથા ગુરૂ નામ ધરાવ્યો. (૨) રે — કળી૦ ૬૪
અંધ ગુરૂ ને શિષ્યજ બહેરો, એવું બન્યું છે આજ—(૨)
તેમ છતાં બની સિદ્ધના બેટા, ખાલી કરે પતરાજ;
દેખી મમ દીલ દુખાયો (૨) રે— કળી૦ ૬૫
કોઇ તણા મનમાં નવ દેખુ, અંશ દયાનો લગાર—(૨)
જ્યાં ને ત્યાં નજર હું નિહાળુ તામસનો ભંડાર;
ખરે કંઈ આવી ભંભરાયો. (૨) રે— કળી૦ ૬૬
ભાગ્ય ભલાં કે ભારત માંહી, પાકે અફીણ કપાસ (૨)
ત્રીજી તમાકુએ રંગ રાખ્યો, નહિ તો થાત નિરાશ;
તથાપી ના સમજાયો (૨) રે— કળી૦ ૬૭

---

**જય ગુટિકા**—આ દવાનો ઉપયોગ કરવાથી સ્ત્રીઓના ગુપ્ત રોગો મટાડી અટકાવ લાવે છે એટલે જે સ્ત્રી રજસ્વળા થતી ન હોય તેમજ જેને બબે ત્રણ ત્રણ માસ સુધી અટકાવ આવતો ન હોય તે આ દવાનો ઉપયોગ કરવાથી રજસ્વળા થાય છે બા. ૧ ની કીં. ૧)

**કોઢ નિવારણ ગુટિ**—આ દવાથી ધોળા કોઢ મટે છે. બે ગોળી સવાર સાંજે તથા બાવચીના રસમાં ખાવી, મરચાં, તેલ, આંબલી ખાવી નહી, ડબી ૧ ની કી રૂ ૩) મો. ૦—૪—૦

**પ્રદર નિવારણ ગુટિકા**—સ્ત્રીઓનો ધાતુશ્રાવ, લોહીવા, તમામ જાતના લાલ અને કાળું પ્રદર મટાડી કેડો ફાટવી, શરીર સુકાવું, અશક્તિ આવવી એ દરદો મટે છે કી, રૂ. ૨)

જો કોઇ પણ દવાથી ફાયદો ન થતો હોય અને
દવાઓમાં પૈસા છુટી પડતા હોય તો આજેજ.

# દવે કેમીકલ વર્કસ અમદાવાદ

માં પત્ર લખો અને તમારૂં દરદ લખી જણાવો જેની તમને મફત વ્યાજબીજ સલાહ મળશે. નિચેની દવાઓ કે જેનો હજારો માણસોએ ઉપયોગ કર્યો છે તેવી અનુભવ સિદ્ધ અને નુકશાન વગરની મંગાવી તમારા રોગોને નિર્મુળ કરો.

**હરસ ગુટી**—ગમે તેવા સુકા કે દુઝતા હરસ આ દવાથી મટે છે. રૂ. ૩.
**હરસ તેલ**—હરસ ઉપર તેલ ચોપડવાથી ખરી પડે છે. રૂ. ૧.
**પ્રમેહ પીલ્સ**—તમામપ્રકારનાપ્રેમેહ.મધુપ્રમેહ.મૂત્રનારોગનેપથરીમટેછેરૂ૨
**દમ ગુટી**—ગમે તેવી અસાધ્ય દમને આ દવા મટાડે છે, કીં. રૂ. ૩.
**ક્ષય ગુટી**—ક્ષય રોગ જેવા ભયંકર દરદને મટાડે છે કીં. રૂ. ૨.
**વિસ્ફોટક ગુટી**—વિસ્ફોટકને પત જેવા ગરમીના રોગ મટાડે છે રૂ. ૨
**વંધ્યા ગુટી**—વંધ્યા સ્ત્રીઓને દવા ખાવાથી પ્રજાથાય છે રૂ. ૪.
**અરોગ ગુટી**—અરોળ, લીવર, કમળો, અને કમળી મટાડે છે. રૂ. ૧,
**નેત્ર લ ગુટી**—ત્રણ વરસ સુધીનું જુનું ફુલ, ઝાંખને પડળ મટેછે.રૂ. ૧
**સંગ્રહણી ગુટી**—સંધરણી, અનેપાણીલાગેલું મટીશરીરપુષ્ટકરે રૂ ૧
**અફીણનાસક ગુટી**—અફીણ છુટી જાય છે, રૂ, ૨.
**ટોનીક પીલ્સ**—નબળાઓને ધાતુ જતી રહી હોય તેવા પુરૂષોને ધાતુપુષ્ટ કરી નવું જીવન બક્ષે છે કીં રૂ, ૧.
**કામરસ ગુટી**—આ દવા સ્ત્રીઓખાવાથીપ્રજાથતીનથીકળી૧નીકીં રૂ, ૫,
**બાલામૃત**—બાળકોના તમામ રોગ, તાવ, વરાધ, મરડો વીગેરેમટાડી શરીર પુષ્ટ કરી ધાવણને દુધ પચાવે છે કીં, રૂ, ૦-૮-૦

દવે કેમીકલ વર્કસ અમદાવાદ

 સ્ત્રીઓની નબળાઇ માટે. **સુંદરી સાથી.** રજીસ્ટર્ડ.

વાપરો તેથી સ્ત્રીઓના તમામ પ્રકારનાં રકત કે શ્વેત પ્રદર, ઋતુ શ્રાવ ન આવવો, પીડાવાળો આવવો, અનિયમિત આવવો, અટકાવ ચઢી જવો, લોહીવા, ગર્ભસ્થાનના વીકારો, દમ, હાથ પગ કેડોની ફાટ, સુસ, કળતર, માથુ ચઢવું, ઝણુકા, જીર્ણ તાવ, શરીર, સુકાઇ જવું અશક્તિ, કસુવાવડ, સુવા રોગ, વિગેરે સ્ત્રીઓને થતા અનેક રોગોને તથા સ્ત્રીઓની નબળાઇ મટાડી શરીર પુષ્ટ બનાવેછે શરીરમાં શક્તિ આવે છે અને ગર્ભસ્થાનને સુધારે છે, હજારો સ્ત્રીઓ તેનો હરરોજ ઉપયોગ કરે છે, ચળી કાંઇ નહી,

હજારો સરટીફીકેટોમાંથી એકજ વાંચો તો બસ છે.

નવાબશાહ સિંધથી ઇજીનીયર કલ્યાણજી અરજણ લખે છે કે, તમારી સુંદરી સાથીની દવાથી મારી સ્ત્રીને પ્રદર તથા નબળાઇનો ઘણા વખતનો રોગ મટયો છે. તેવી ચમતકારી દવા માટે હું તમને ધન્યવાદ આપું છું આપની દવાથી શરીર નવપલ્લવિત થયુ. છે તેથી હું તમારો આભારી છુ.

વળી આ દવા નાની બાળકી, યુવાન સ્ત્રી. કે વૃદ્ધ સ્ત્રી પી શકે છે, ગર્ભાવસ્થા વખતે તેમજ સુવાવડ પછી પણ પી શકાય છે. કિં. રૂ. ૧. ત્રણ બાટલીની કી રૂ. ૨—૪. પો. ૦—૭—૦

નબળાઇ વાળા પુરૂષોને નવું જીવન આપનાર.

**जीवन.**

એક ઉત્તમ દવા છે. તેથી નબળાઇ, પાંડુ, ખાસી, ક્ષય, સંગ્રહણી, મરડો, અમ્લપિત, નપુંસકપણું અને ધાતુ વિકારનાં તમામ દરદો મટે છે, વીર્યને ઘટ્ટ બનાવી શક્તિ અને કૌવત આપનાર આ એકજ દવા [illegible] નીવડી છે. બુદ્ધિ યાદ શક્તિ અને કાંતિને વધારે છે. લખો. દવે કેમીકલ વર્કસ અમદાવાદ.

## કાયદાનો શિક્ષક

જેની અંદર ફોજદારી, રેવન્યુ અને દિવાની તમામ કાયદાઓ આવી જાય છે, જે જુદા જુદા ખરીદવાથી રૂ. ૧૦૦ ખર્ચ થાય તેમ છે છતાં આ પુસ્તક માત્ર રૂ. ૫ માંજ મળે છે. જેના સંબંધમ કલેકટરો, મેજીસ્ટ્રેટો, ન્યાયાધિશો, દિવાનો, અને બેરીસ્ટરોએ, ઉંચા અભિપ્રાયો આપ્યા છે, થોડી કોપી શીલક છે કિં રૂ. ૫ પો. ૦ ૭-૦

## ભવિષ્યવેત્તા. (બીજી આવૃતિ.

ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળની હકીકત આ પુસ્તક ઉપરથી જોઇ શકાય છે પોતે પોતાનું તથા પારકાનું ભવિષ્ય આ પુસ્તક ઉપરથી જોઇ શકે છે. ભવિષ્યમાં શું બનશે, ધંધામાં શું થશે, પ્રજા થશે કે કેમ, અનાજના ભાવ તથા વરસાદ વરસશે કે કેમ, વિગેરે હજારો ભવિષ્યની બાબતો દરેક માણસ આ પુસ્તક ઉપરથી જોઇ શકશે. કીં. રૂ. ૩. પો. ૦-૪-૦

## સરવૈ રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ,

જેમાં નાના મોટા ઉપયોગી ૨૫ કાયદાઓનો સમાવેશ કર્યો છે. કીં. રૂ, ૧-૮

**વૈદ યાને વૈદક ભાગ ૧-૨**—આયુર્વેદીય વૈદકનો વનસ્પતિ કોષનો, રોગ વાર દવાઓનો કવાથો, ગુટીકા, આસવો, અવલેહો, ચૂર્ણો, તેલો, ભસ્મો અને માત્રાઓ તથા રસોનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે કિં, રૂ. ૧-૮.

લખો. મેનેજર. ભાગ્યોદય અમદાવાદ.

# અમૃત જીવન.